★

આ કંઇ શેરલોક હોમસનો ફોટો નથી પણ **મીસ્ટર ઇ. બીલીમોરીયા** છે. કેમ **લહેરી લાલા** ટેબલ ઉપર ટેલીફોન અને બાજુમાં ખોપરી રાખી કોની ખાલ ઉતારવાના વેતરણમાં છો?

★

વાર્ષીક લવાજમ રૂ. ૨, પરદેશ શી. ૬

પુ. ૨ જું　　અંક ૧૫ મો　　તા. ૨૫-૪-૩૬　　કીંમત ૧ આનો

ચાલુ બોલપટો પુરાં કરી ન
જલદ શરૂઆત કરવી એ અ
સ્ટુડીઓની પ્રવૃત્તિનું કેંદ્ર બન
"હવે બાકી કેટલું રહ્યું" એ પ્ર
નવું ક્યારે શરૂ કરો છો ! એમ
અને આમ 'મતલબી દુનિઆ' અ
ડાકુ' ઉપરથી દિલ હટતાં જાય છે. નવ
નવી લહર અને નવા રંગઢંગની પાછળ
દેટ મૂકે છે.

**પ્રભુકા પ્યારા**

જ્યારે શ્રીમાન શાહે 'પ્રભુકા પ્યા
મુહુર્ત પણ કરી દીધું અને બે ચાર
રીલનું શુટીંગ પણ પુરૂં કર્યું છે.
મસ્તીથી લેખક-ડાયરેકટરની ક
નવા બોલપટમાં ખીલી રહી છે. ર
મોટી દુનિઆમાં-આગળ વધતા
નામાં ગુમ થઇ ગયેલાં પ્રભુના
શ્રી. શાહ એમના નવા ચિત્રપટ
સમક્ષ રજુ કરવા ઇચ્છે છે. મીસ
લાક્ષણિક કલાને સંપુર્ણ રીતે ખીલ
આ બોલપટમાં વિશાળ ક્ષેત્ર છે.
દ્રષ્યો અને પ્રસંગો એમને ફાળે અ
એમાં પ્રભુની પ્યારી કલાને પણ ચમ
ગોહર અમુક તક આપશે એમ સેટીંગ
જેલની દીવાલ પછવાડે ચુપચાપ નજર કરત

વાની ગડમથલમાં પડયા છે. પણ એટલામાં શ્રી. શાહનો હુકમ છુટયો અને મી. મઘોક 'સમાજકા શિકાર'ની શોધમાં નીકળી પડયા. વિચારની પાંખ પર બેસીને પરિભ્રમણ કરતાં કરતાં એને માર્ગમાં બે વિધવાઓ મળી. એમની કરૂણ કહાણી સાંભળી મી. મઘોક નવા ખેલપટ માટે એમની વસ્તુ તૈયાર કરી લીધી. 'દિલકા ડાકુ' પુરૂં થયું કે એ પોતાની કલ્પનાના શિકારને સેલ્યુલોઇડ પર ઝડપી લેશે.

**વેસ્ટ એન્ડ**

જ્યારે વેસ્ટ એન્ડના રૂપેરી પડદા પર ... બાંકો અસ્વાર 'દિલના ડાકુ'ને લઇને ... આ નવિન ભાત પાડતી ચિત્રકૃતિમાં ...ર્લ મીસ રોઝા હાટે અને રાજા ...ય ભુમિકા છે. દબદબાભર્યાં દ્રશ્યો ... પ્રસંગો ઉપરાંત સંગીતની નવી... જુઆત આ ચિત્રપટ વિષે ઉંચા ... રહેલ છે — — ટુંક સમયમાં ...ાં આ ખેલપટ રજુ થશે.

---

MOTHER INDIA

## Mr. Shah's "Go

Great enthusiasm now p
new programmes for further proc
scenarios of new pictures are rea
has already begun his new pictur
its remarkable progress made d
Gohar seems to be in her ins
Victim of circumstances unc
allows herself to be drag
to the limit of forgetting all sh
her life, left alone to herself.
that eternal glory—which words have

New subjects—new vehicles—and ..pealing sentiments ... Great Gohar to act, and that is why she has taken up this picture in right earnest.

## Mr. Desai's "Lahari Lala"

Romance, and Love accompanied by adventure and chivalry seem to be only the past record of glorious success—say record breaking success for Mr. Jayant Desai, and he has now on hand "Matlabi Duniya" a social drama of stark realities and human appeal. Grim in its total out look—his coming production promises to be technically a new type of picture and Miss Madhuri shines out once more not as a carefree College Girl, but as an innocent wife who does not know why and what for she suffers and yet there are joys of sufferance too.

RAJA SANDOW in ' MATLABI DUNIYA".

Great hopes are entertained for this picture wherein Raja Sandow, Ishwerlal, and Khatoon have done excellent

n.le Dixi has given a
different type of per-

Mr. Desai is engrossed
last scenes of "Matlabi
ya", "Lahari Lala" comes
knocks at his door "Wait
ait" my dear Mr. Eddie Bill-
oria, I am making preparations
receive you.

"Ay, I am not that type of guy,
r. Desai, who can wait, you
w I have the habit of bringing
senses to its proper place by
d knock on your cheek"
ated Mr. Billimoria.

"Oh, Shut up, after all you are my creation, go away and come back at 2 p.m. I will once again make you as famous as "Toofan Mail" in my new picture, but mind no threats; Never try to show that stuff of your character to me, you know you are a criminal of the first water–a hero of the whole show."

"Well as you command my director" I and my sweetheart will come back at 2 p.m. Come Madhuri....She dare not ; taunted Mr. Desai. She is now Suman of "Matlabi Duniya" you have no right over her at present.

Poor Mr. Billimoria, well, well, Madhuri we shall meet again. Bye bye–and "Lahari Lala" went away to return at 2 p.m. to begin his new picture,

## Wish You Success Mr. Madhok

A telephone call for Mr. Madhok from West End Talkies, "Yes Sir, I will positively give you my picture, complete–yes–yes no additions, no alterations. You can announce it........

"Dil-ka-Daku" is a romance with tragedy following in its trail. Heart rending incidents, and situations accompanied by properly set music, make this picture entirely different from other pictures produced with romantic back ground.

Rosa Hate, a society girl, plays the leading role againt Raja Sandow, who shines out in this picture with his most impressive and brilliant performance.

Mr. Madhok's next is "Samaj-ka-Shikar" a social drama depicting the realities of life when problems and principals face us in their naked brutalities.

Wish you success Mr. Madhok. You have a fine chance to come forward as an able director with RANJITS and their workers at your disposal.

Miss GOHAR in
"Prabhu-ka-Pyara"

કુમારી ગોહર
"પ્રભૂ-કા-પ્યારા"માં

ચંદુલાલ શાહ પ્રોડક્ષન

# -: મનની મુરાદ :-

હું એક દિવસ રાજા બનું છું તો બીજે દિવસે ભીખારી થાઉં છું-કોઇક વખત મોટો શેઠ બનું છું તો કોઇક વખત જેલની દિવાલો પાછળ પુરાઉં છું. કોઇક વખત તો દિવસમાં દસ રંગ બદલું છું-હું મારો પોતાનો રંગ ભૂલી ગયો છું.

મારી જીભ પર મારો કાબુ નથી રહ્યો. ઘણીયે વાર હું મારી વાત કહેવા જાઉં છું અને કોઇ ને કોઇ પાત્ર મારી જીભ ઉપર આવીને કબજો લઇ લે છે. હું તુરતજ મારા સેટીંગોની દુનીઆનું પ્રાણી બની જાઉં છું. જે પ્રેમ હું માણી શકતો નથી, જે રોમાન્સ હું અનુભવી શકતો નથી, એને યાદ કરેય શું દહાડો વળે? એ નફ્ટ દુનિઆ માત્ર હૃદય મંથનજ મુકી જાય છે. બાકી તો બધુંએ ત્યાંને ત્યાંજ ઝડપી લે છે-એક કંગાલની પેઠે રસ્તા પર ફેંકી દે છે. મારી સ્વપ્ન સૃષ્ટિ મને કંઇ પણ વારસો આપ્યા વિના શૂન્યમાં ધક્કો મારીને અદૃશ્ય થઇ જાય છે.

હું જીવું છું-પણ કઇ દુનિઆમાં હું છું એ મને ખબર નથી. મને ઘર માત્ર દિવાલોનું ચોકઠું લાગે છે. આજુબાજુનાં માણસો ફીકકાં-રસહીન લાગે છે. ચળકાટ વિના ઝગમગાટ વિના હું જીવવા મથું છું પણ જીવી શકતો નથી. હું ફરી પાછો પાંચ છ કલાકની મોહમયી દુનિઆમાં આવું છું ત્યાં ભીખારી બનું છું. તોય મને એ ગમે છે. મારી પોતાની દુનિઆમાં હું માલેક છું છતાં મને એ ન સહી શકાય એવી ગુલામીજ લાગ્યા કરે છે.

શાંત સમુદ્ર પર ફરફર સરી જતી નૌકાની પેઠે અનેક રમ્ય પ્રસંગો રોજ રોજ છેલ્લી સલામ કરીને વિદાય લઇ લે છે. અને છતાં કિનારા ઉપર ઉભા ઉભા નિશ્વાસ મુકવામાંજ મારી મનની તમામ મુરાદ પુરી થતી હોય એમ લાગ્યા કરે છે.

શું આ દુનીઆ આમજ જીવાડશે-આમજ મારી નાખશે ?

"કલાકાર"

# હૃ દ ય રા ણી

"હલ્લો ! હલ્લો !"

"અરે કોઇ ઘરમાં છે કે નહીં !"

"ડેમ ઇટ" આ તે કંઇ રીત છે, કોઇ જવાબજ આપતું નથી. ઘંટી તો વાગ્યાજ કરે છે.

"ઓહ ! બૈરીઓ કોણ જાણે ઘરમાં શું કામ કરીને ઉંઘાં વળી જતાં હશે ?

"અરે પણ હું કયારનો અહીં બુમો મારૂં છું."

આખરે મી. બિહારીએ ટેલીફોન મુકી દીધો...

બીજું ચિત્ર એમનાં ધર્મ-પત્ની સુમન શા કામમાં રોકાયાં હતાં એ સાફ સુચવે છે.

પુરૂષોનો તે કંઇ સ્વભાવ છે ! ઓફીસમાં બેઠાં બેઠાંય બૈરીઓને ગાળાગાળી કરે...

અને પછી મતલબી પુરૂષ એના વ્યહવારમાં એવો અટ-વાઇ જાય છે કે એ હૃદયરાણી ઘરની દાસી બની જાય છે. ડાર્લીંગ ડુસકાં ભરે છે અને સ્વીટહાર્ટ વગર ફીની નર્સ બની જાય છે !

વાહરે મતલબી દુનિઆ !

પરણતાં પહેલાં પ્રેમપત્રો લખે, હનીમુન વખતે સાતમે આસમાને ચડાવે, ડાર્લીંગ કહી નાખે, હૃદયરાણી કહી દે, અરે નોવેલોમાં જેટલા જેટલા શબ્દ-પ્રયોગો હોય એટલા બધા એકજ રાતમાં—એકજ પ્રેમ-પ્રસંગમાં બોલી નાખે.

# દિલ કા ડાકુ- - - -

એક રોમન શાહજાદીના દિલમાં દેશપાર થયેલા દુશ્મન ઉ
મ્હોબ્બત પેદા થઇ. બાપની ખફગી વ્હોરીને પણ એ દિલાવર દીલ
શાહજાદીએ દુશ્મનને સિપહસાલાર બનાવ્યો અને સુનેરી તલવ
એની કમર પર બાંધી તે એવી આશાએ કે આ ઉપકારના બદલા
એ બાંકો સિપાહી એનું દિલ દેશે.

મુખ્ય પાત્રો:—

**રોઝા હાટે**
**રાજા સેન્ડો**

પણ એ સિપાહીનું દિલ કૉલથી બંધાઇ ચૂક્યું હતું. મર્દ
જેમ જબાન એક એમ માશુક પણ એકજ હોઇ શકે છે. દિ
કીંમત આપીને ખરીદી શકાતું નથી. એકજ તોછડા શબ્દના બદલા
શાહજાદીને તમાચો ધરી દેનાર એ બંકો નર હજારો લાલચોને ઠો
મારી મોતનું નીશાન માથા પર લગાવી દેવા માટે હીંમતભેર ઉભો રહે

અને એક પછી એક એવા પ્રસંગો બની ગયા કે માને હાથે
મોતના નીશાનવાળા બેટાનું માથું કાપવાનો વખત આવ્યો. જુઓ
ઝળહળતા પોશાક, જીગરજીત વાર્તા અને મધુર સંગીતની ઝમાવટ સા
આવે છે. મી. મધોકે ડાયરેકટ કરેલું રણજીતનું લાજવાબ બોલપટ.

---

# મતલબી દુનિયા

મુખ્ય પાત્રો મધુરી

એક લગ્નમાંથી ત્રણ કરૂણ ઘટના બ
"સૌભાગ્ય" તૂટે છે એક સૌભા
યુવાન–આશાભર્યો યુવાન–પોતા
ડાવી દે છે-પરણનારને ભાન
દુનિઆના મતલબી રંગો કેવ
ભંગ, સમાજનો તીરસ્કાર અ
અને હરહાલતમાં સંસ્કારિતાના
એ એના જીવનમાર્ગ પર "મ
જાણવા રણજીતની મી૦
કૃતિ જોજો.

## - - - - સમાજ કા શિકાર

યુવાનોના આદર્શો અને વૃધ્ધોની જીદમાંથી એક એવી વ્યવસ્થા અસ્તિત્વમાં આવી છે કે જેની સામે બંડ થાય છે તોય કમકમાં આવે છે જેને નીભાવી લેવી પડે છે તો આંખમાંથી લોહી વરસે છે.

ત્યારે કયાં સુધી કુમળી કળીઓને, નિર્દોષ યુવાનો અને યુવતીઓને, લાચાર અને નિરાધાર વિધવાઓને સમાજના શિકાર બનવા દેવાં? કયાં સુધી મુંગે મ્હોંએ અજુગતાં બંડ અને સડી ગયેલી સંસ્થાઓ નિભાવી લેવાની રહે છે? કયાં સુધી સુધરેલા મવાલીયોને હાથે આઝાદીને બ્હાને બ્હેન દિકરીઓનાં શીયળ લુંટવા દેવાં છે?

એક કુટુંબના ચાર માણસોનાં, ચારેમાં રંગ નોખા. એક બંડખોર...એક પુરાણો પાપી...એક જુની ડોશીમા...તો બીજી નફટ ફેશનેબલ. આમ બબ્બે અવળમતીયા આદર્શોની ચક્કીમાં પીસાતી એક અબળાની અતિ કરૂણ કહાણી એટલે મી. મધોકનું નવું સામાજીક બોલપટ.

મુખ્ય પાત્રો

રોઝા હાટે

ઇશ્વરલાલ

---

## પ્રભુ કા પ્યારા

મુખ્ય પાત્રો ગોહર

ઇ. બીલીમોરીયા

સિક્કાએ જ્યારે માનવીના દિલ પર સત્તા જમાવી ત્યારથી દિનભાવે હાથ જોડતો ભાવિક મનુષ્ય હુંકાર કરતો થયો. હું શું નથી કરી શકતો એ વાતનો એને ગર્વ આવ્યો. "વિજળી હાથ કરી, આગને કાબુમાં લીધી, હવા ઉપર સ્વામિત્વ સ્થાપ્યું--અમે માનવી તો આવતી કાલે મુડદાં પણ જીવતા કરશું. પછી પ્રભુ એ નામનું પ્રાણી રહેશે કયાં?"

પણ માનવીનાં સામ્રાજ્યોની પેઠે સિક્કાનું સામ્રાજ્ય પણ તૂટે છે, અહંકારના જવાલામુખીઓ ઠરી જાય છે, હુંપદના ભડકાઓ ઓલવાઇ જાય છે. માનવી એકલો અટુલો જ્યારે હર જગાથી હડસેલા ખાય છે ત્યારે એને ભાન આવે છે કે મને હુંપદ આપનાર પણ કોઇક હતો.

શ્રી ચંદુલાલ શાહ એમના નવા સામાજીક બોલપટમાં આ વિષયને કલ્પનાના વાઘા ચઢાવે છે એ બોલપટનું નામ 'પ્રભુકા પ્યારા.'

# મને ફરી "સૌભાગ્ય" કોણે આપ્યું ?

મારૂં નામ મોતી. હું વીધવા છું. શરીર પર સૌભાગ્યના શણગાર જોઇ એમ ન માની લેતા કે મેં પૂનર્લગ્ન કર્યાં છે પણ મેં એવી દુનિયામાં મારૂં સૌભાગ્ય શોધ્યું છે કે જ્યાં જવાની મના કરનારાઓજ ખાસ કરીને એમનાં પવિત્ર પગલાં કરે છે...

હું પરણી ત્યારે મને નહોતી ખબર કે હું કેમ પરણું છું. શા સારૂ પરણું છું. હું વિધવા થઇ ત્યારે મને નહોતી ખબર કે હું શા માટે વીધવા થઇ–કેમ વીધવા થઇ. જેણે મને શણગાર પહેરાવ્યા હતા એણે પાછા ઉતારી લીધા એટલીજ એ વખતે મને સમજ હતી. હું પરણી અને વિધવા થઇ એ બન્નેમાં એના શીવાય મારા જીવનમાં કંઇ ફરક પડયો હોય એમ મને ન લાગ્યું.

પણ હું એક યુવાનના વચન સાથે પરણી ત્યારે મને લગ્નની તાલાવેલી સમજાઇ હતી. એ યુવાને મને છેહ દીધો ત્યારે મને વૈધવ્યની વેદનાનું ભાન આવ્યું હતું. ત્યારે હું સમજી કે વૈધવ્યમાં કેટલું અનાથપણું છે, કેટલી દીનતા છે–પુરૂષ મરી જાય કે ના કહે એ બન્ને વચ્ચે કેટલો થોડો તફાવત છે.

પણ મને ફરી સૌભાગ્ય એવા પુરૂષોએજ આપ્યું જેને "ના" કહેતાં આંચકો લાગતો નથી...પણ ગભરાશો નહીં હું એવા એક 'ના' કહેનારને લાતો મારવા માટેજ સૌભાગ્યવતી બની છું.

મારૂં નામ છે "મતલબી દુનિઆ"ની **મોતી.**

એમનું નામ છે તો પ્રોફેસર પ્રમથનાથ બી. એસ. એફ. ડી. એમ. એ. ડી. એલ. વ. વીગેરે પણ એના ગામવાળા બેવકુફ લોકો-જેમાં એમના પરમપુજ્ય પીતાશ્રીનો પણ સમાવેશ થાય છે એ બધા એને પેમલો મહારાજ કહીને બોલાવે છે...શું કરે બીચારા પ્રોફેસર સાહેબ! હિંદુસ્થાનના લોકોને સંબોધન કેમ કરવું એની પણ તમીઝ નથી.

હકીકત એમ છે કે પ્રેમજી મહારાજ એક સનાતની ભાટીઆ ગ્રહસ્થની સાથે કઢી કરવા માટે અમેરીકા ગયા હતા પણ કઢી કરતાં કરતાં એમના દિવ્ય બુદ્ધિ પ્રદેશ પર અમેરીકન સંસ્કૃતિએ ભારે અસર કરી નાખી. પુર્વ અને પશ્ચિમની સંસ્કારીતાએ પ્રેમજી મહારાજનેજ સંસ્કૃતિના સુમેળ અને સંગમ માટે ખાસ લાયક પાત્ર તરીકે શોધી કાઢયા. આવી કંઇક ખીચડી કઢી બાળીને પ્રેમજી મહારાજ જન્મભુમિમાં પાછા ફર્યા પણ નામ બદલીને-અમેરીકન ડીગ્રીઓ લઇને-માતૃભૂમિ માટે સૈંદર્ય પ્રચારની ભાવના લઇને આવ્યા. બામણનો દીકરો ખાલી હાથે ન આવે એ પુર્વની ભાવના એમણે સાચી પાડી. મુંબઇ શહેરમાં અપ-ટુ-ડેઇટ બ્યુટીપાર્લરની મહાન સંસ્થા એમણે આવતાની સાથે સ્થાપી લીધી.

ગ્રહસ્થો અમને કહેવાની રજા આપો કે પ્રોફેસર સાહેબ વિલાયતની હવા લેતાં પહેલાં પરણી ચુકયા હતા. એમના ઘર સંસારનો ઓછો વત્તો પણ ખ્યાલ અહીં આપી દેવાની પ્રોફેસર સાહેબની મના છે. એ કહે છે કે મતલબ વીના કોઇનું કામ ન કરવું. જેમને જીજ્ઞાસા થશે તે "મતલબી દુનિઆ" જોશે.

વારૂ, Thank you પ્રોફેસર સાહેબ!

# માનવું એમાં માનવતા છે

તમે ઘરની બહાર નીકળો છો ત્યારે એમ માનીને નીકળો છો કે તમારે અમુક સ્થળે જવું છે?

તમે કોઇ કામનો આરંભ કરો છો તો કેંક ધ્યેય માનીને એમાં ઝંપલાવો છો!

તમે તમારી સનમ સાથે સ્નેહ સત્ર શરૂ કરો છો ત્યારે પણ કેંક માનીનેજ કરો છો?

લાભાલાભ કે જય અજય એનો નીર્ણય તમારી માન્યતા પર નથી. પુરૂષાર્થ એજ તમારી માન્યતાનું પરીણામ અને પુરૂષાર્થમાં માનવું એનું નામ માનવતા.

પણ એ પુરુષાર્થમાં 'હું' ઘુસી જાય છે અને એ "હું" તમામ માનવતા હરી લે છે.

માનવ ઇશ્વરના આસન પર બેસવાનો હઠ લે છે. કાઇક વખત દુનિઆનું પેટ ભરવાનો મગરૂર માણસ દાવો કરે છે.

ત્યારે "પ્રભુના પ્યારા" કહે છેઃ ઓ માનવ! કર્મણ્યેવાધિકારસ્તે મા ફલેષુ કદાચન! તને મર્યાદા છે–"હું" બહુ ક્ષુલ્લક છે. "હું" નો સરજનહાર મહાન છે!......

"હું" આવે છે!–

એનો સરજનહાર

પણ આવે છે!

# લહેરી લાલા

મને આ નામ વાંચીને એમ થયું કે આવું નામ ફિલ્મને અપાયું એના કરતાં મારા જેવાને આપ્યું હોત !

પણ બીજીજ મીનીટે વિચાર આવ્યો કે ચૈદમી તારીખ હોવાથી પાસે એકે રૂપીયો નથી અને કમબખ્ત પંદરમી થતાં થતાં ચોવીસ કલાક લાગશે. લહેરી લાલાનો ટાઇટલ લેવો હોય તો ખીસ્સામાં જરા ગરમી તો જોઇએ ને !

.........પણ અમારે ત્યાં એક સુખ છેઃ ઝટ લઇને ટેલીફોન ઉપરથી એક સ્લીપ લઇ લેવી, મહેતાજી પાસેથી પેન્સીલ માગવી અને ચંદુભાઇ પાસે જઇને ઉભા રહેવું એટલે એડવાન્સની ચીઠ્ઠી પર સહી થઇ જવાની !

બંદાએ યુકિત કરી, રાવકું મ્હોં રાખી, પેન્સીલ અને ચીઠ્ઠી શેઠને આપી પણ મારી પહેલાં મારા ભાઇબંધો પહોંચી ગયેલા એટલે શેઠે એડવાન્સના અપૂર્વ અને ઉપયોગી વિષય ઉપર મને વ્યાખ્યાન સંભળાવ્યું. ગુપચુપ હું મારા માનિતા બેંચ પર બેસી ગયો......

કોઇએ કહ્યું કે લહેરી લાલા થવા માટે પોતાનાજ પૈસા જોઇએ એવો કાયદો નથી. પારકાના પૈસા હોય તોય ચાલે એટલે મેં મી. બીલી-મોરીઆને અને મી. જયંત દેસાઇને પ્રુછયું કે "ઓ મહેરબાનો, એડવાન્સમાંથી તો રવડી ગયા પણ હવે લહેરી લાલા થવું છે એનો કંઇ રસ્તો ?"

જયંત દેસાઇ જવાબ ન આપે એ બનેજ નહીં:–

**" ખીસ્સા કાતરવાનું શરૂ કરો ! "**

——❧——

ક્યાંથી કરૂણ ઘટનાઓ એક પછી એક એના પડછાયા પાડે છે. દ્રષ્ટિનાં તેજ હરાય છે, સ્મિતના જાદુ ઓસરી જાય છે અને આશાના ઉંચા મિનારાઓ જમીનદોસ્ત થઇ જાય છે !

+ + +

લગ્નના લ્હાવા જીંદગીની યાત્રા શરૂ કરતાંની સાથે ક્યાં ચાલ્યા જાય છે ? યુવાન યુવતિના અપાયલાં વચનો, મધુરજનીના કાલા ઘેલા સંવાદો ક્યાંય અલોપ થઇ જાય છે. ઘેર ઘેર સળગતી હોળીઓમાં હોમાઇ જતી આશાભરી જીવન ભાવનાઓ ...જ પાસેથી સાફ ઉત્તર માગે ... કચરાયલાં હૈયાઓ પૂકારી પુકારે છે...

...ટલી જ દુનીઆ !

લગ્ન ! અહોહો એ એકજ શબ્દની સાથે જીવનમાં નવી નવી દુનિઆના રંગો છવાય છે અને એ રંગીન મેઘધનુષ્ય પહેલી નજરે એના ટુંકા અસ્તિત્વની જરાય આગાહી આપ્યા વીના...કેટલું દિલચસ્પ-કેટલું કાયમી-કેટલું દિવ્ય લાગે છે ! પણ એ રંગીન દીલની દુનીઆમાં ડોકીયું કર્યું ન કર્યું ત્યાં આ બીચારી સુમનના જીવનરંગો કોણ જાણે કઇ મતલબી દુનિયામાં અદશ્ય થઇ ગયા !

આવી દૃષ્ટિ-આવું સ્મિત અને આવું આશાભર્યું યુવતિનું દીલ, એમાં કોણ જાણે

"અમારી જીવન ઉષાના આછેરાં રંગો કોણ ઝડપી જાય છે..."

"અમારા રોમાન્સની ઇમારતોના પાયામાંજ કોણ ઘા મારે છે."

સુમન પુછે છે..."મતલબી દુનીઆ"ના સુમન પુછે છે......મારા લગ્નની દષ્ટિ, મારા હૈયાંનો હાર, મારા ચ્હેરા પરનું હાસ્ય કહો—કહો એ સ્વાર્થી સંસારીઓ ! કોણ ઝુંટવી જાય છે ?

—

# DIL-KA DAKU

WHEN the great Roman Empire shattered into small kingdoms, Azra the foolish, was the ruler of Toll. He had a beautiful daughter Sara who was the fancy of all Roman chiefs. Messages, demanding Sara's hand, came to the weak Azra from all the Roman chiefs, with threats of war and bloodshed. Azra was puzzled. At last he invited all the suitors in the New Year's arena, having decided, that the winner of Championship sword shall get his daughter's hand.

Azra had no son. There was no heir to the throne of Toll. Sara, the patriot, did not like her beloved Toll should pass down into the hands of foreigners after the death of Azra. She revolted against her father's decision but Azra was firm. At last Sara came to know that there was an outlaw-son of the great Mira, who could save the honour of Toll at this juncture. She immediately sent for him.

On the eve of the New Year's day, Samin son of Mira, was busy fighting with Bedu, the king's agent and his party, who had invaded the village. Their aim was Meena, the beautiful daughter of Bairam, an old soldier. The slave dealers had burnt Meena's poor hut when Samin saved her. And when he was going home, with the homeless Bairam and Meena, Sara's message reached him. Honour of Toll was *at-stake.* The noble son of Mira-an outlaw,

not allowed to enter the boundary lines of Toll, promised the messanger that he shall come.

Ishra, the old mother of Samin had grave doubts about the sincerity of the Royal Message. She thought that it was a trap for Mira's son. But Samin was determined.

Night came. Early morning, was the contest in the arena. With Mira's sword in hand, Samin was bowed for Toll when the dying Bairam called him and gave him Mira's letter, written in the blood of Mira. In broken syllables, he told Samin how bravely he sacrificed all his five sons on Mira, when the King of Toll was after his life. Samin felt grateful. He would give his own blood in return of the grand sacrifice of the old Bairam. But Bairam did not want his blood. He wanted him to accept Meena as his wife with the promise that he shall always be true to her. Samin gave that promise and the old man died in peace.

Samin won the day. Sara fell in love with him. When Azra recognized in Samin, the son of his bitterest foe, he ordered his immediate arrest. Sara intervened and argued that Samin was the savior of the honour of Toll. The vazir and the minister supported her. Samin was made the commander of Toll.

Night came. Sara sent for Samin. Just then Samin got the news that his beloved Meena was kidnapped by a young lancer of the village-Neela. He was absolutely disturbed. Sara's messanger told him that the princess had something of great importance to tell. He went to the palace.

Sara and Samin stood face to face in a lonely chamber at dead of night-one with feelings of utmost passion and the other absolutely disturbed. Sara expressed her

love for him and he refused most carelessly. She held him in her arms and he threw her down wildly and told her many a harsh word. She called him a mean beggar and he slapped her. The noise reached all about the palace, and the maids ran up. Azra came and called Samin the ungrateful son of the ungrateful father. Samin drew sword against the King. Azra ordered his death.

In Jail, Samin was thinking of Meena. He must get her out of the clutches of Neela. Taking the kind jailor into his confidence Samin went to his village, definitely promising the jailor that he shall return before day dawned.

Neela was dead drunk in a wild corner of the village. Meena was helplessly tied hand and foot before him. Samin reached and saved the situation.

Meena wanted him to pass a night of love with her. He told her he had given a word of honour that he must reach before dawn. Meena misunderstood the situation. She thougut he was in love with the princess. She also left after him to make enquiries.

At cock-crow, Sara visited the jail and found the prisoner missing. She accused the jailor and ordered his assassination instead.

*Characters*

**Raja Sandow**
**Rosa Hate**
**Ishwarlal**
**Khatoon**
**Ram Apte**
**Charlie.**

The rising sun saw the kind old jailor n the scaffold and before he could be ›ut to death, Samin proclaimed his ›rrival.

Love revolted in Sara's heart. And her ›wn beloved man on scaffold? she must ›ave Samin, forgetting her vengeance, she went to the execution ground and saved Samin.

Meena fell in the hands of Bedu, who took her to the King. Azra shut up her in a room where the passing Sara happened to see the timid village girl. Meena was crying for help and Sara rescued her and took her to her own chambers.

Meena and Sara, moths of one flame, birds of the same feathers, who loved Samin most passionately, talked kindly to each other. But when Sara came to know that she was Samin's Meena, she was upset.

Samin came for Meena. Sara demanded one night of love as her price. Samin shall never be untrue towards his beloved Meena. Tragedy developed. Bloodshed followed. Meena and Samin escaped.

Meena again fell into the hands of the villains. A fast rider reached in time and fought bravely and saved Meena. Meena was saved but the savior was killed. She was Sara. Samin lived many years after this tragedy but nothing on earth could make him happy—Not even his beloved Meena.

# કોઇ કહેશો ?

પ્રભુનો આ દુનિઆમાં શો ખપ છે ? પવન, પાણી, અનાજ, વસ્ત્ર અને પૈસા કુદરતી રીતે જ્યારે જોઇએ ત્યારે મને મળ્યા કરે છે. હું આરામથી બેઠાં બેઠાં હુકમ કરૂં અને હજાર ચીજો હાજર થાય છે. પછી કોઇ કહેશો મારે પ્રભુ કે " પ્રભુના પ્યારા "ઓ સાથે શી નિસ્બત છે ?

મતલબ વિના કોઇ વાત કરતું નથી. મતલબ વિના કોઇ મુલાકાત લેતું દેતું નથી. અરે, મતલબ વિના કોઇ શ્વાસ સરખોય લેતું નથી પછી આદર્શની વાતો કરવી એ તો નર્યો દંભજ છે ને ! ખરૂં કહો તો શું આદર્શ માત્ર મતલબનું સાધન બનાવવા પુરતું અને ઉજળું ઓઢું નથી ? કોઇ કહેશો આ મતલબી દુનીઆમાં શા સારૂ આદર્શની છેતરપીંડી કરનારાઓ નાહક ભોળા લોકોને છેતરે છે ?

સુંદર યુવતી જોઇ એક વખત તો મન હરખાય છે. પણ પછી માણસને યાદ આવી જાય છે કે હું તો સારા માણસમાં ખપું છું એટલે તરતજ મ્હોં બગાડીને નીતિ ઉપર એકાદ ટુકડો બોલી નાખે છે, અને સાથે સાથે બીજાજ શ્વાસમાં વાહ વાહના અવાજ બોલી દે છે. આંખ બુધ્ધિ અને જીભ આ ત્રણ વચ્ચેનું અંતર કોઇ માપીને કહેશો કે આવા શયતાનોએ સમાજમાં કેટલા શિકાર કર્યા છે ?

દિલના બોલમાં છે તો બે અક્ષર પણ એ બે અક્ષરની વચ્ચે કોરી જગામાં કોણ જાણે સારી દુનીઆનું દિલ ગેબ થઇ જાય છે. કોઇ કહેશો હરકોઇને દિલના ડાકુ થવું કેમ ગમે છે ?

લહર કરવી સૌને ગમે છે. માત્ર લહરનો ભોગ થવું કોઇને નથી પરવડતું. જોખમ ઉઠાવવું—જરા હિંમતથી આગળ વધવું અને વખત આવ્યે લહેરની કીંમત આપવા તૈયાર રહેવું એ એક વાત છે અને હાં ચલો લહરી લાલા ! એમ કોઇને શુળીએ ચડાવી દેવો એ બીજી વાત છે. અરે જરા કોઇ મી. દેસાઇને પુછો કે તમારો "લહેરી લાલા" કેવો છે એ કહેશો ?

# WIT and WISDOM

Great men have purposes; others have wishes.

---

Two journalists were hotly discussing the merits and demerits of a book. Finally, one of them, said to the other: "No, friend, you can't appreciate it. You never wrote a book yourself".

"No," retorted the other, "and I never laid an egg, but I am a better judge of an omlet than any hen."

---

Prestige is like mercury, if you once let it loose, it runs all over the place.

---

MADAN: Why do you call this a map of the world? It is a photograph of a girl.

MOHAN: Yes, of course. She is all the world to me.

---

Foresight is very wise, but fore-sorrow is very foolish;
And castles are at any rate better than dungeons in the air.

---

VISITOR: Why, this is the fourth time, I have called to see the new born and he is asleep.

FATHER: (grimly) 'H'm, You would better call at about midnight. . . .

---

He who has never loved has never lived.

---

Selfishness is the greatest curse of human race.

---

The brave only know how to forgive: A coward never forgave–it is not in his nature.

# વાહરે દુનિયા

યુરોપના એક રાજ્યે જમીનની અંદર પાકા મકાનો બાંધી તેમાં લાખો ઉંદરોને પાળી એકઠા કર્યા છે. લડાઇ વખતે મજકુર ઉંદરો ઉપર પ્લેગનાં જંતુઓ લગાડી, તેઓને દુશ્મનોની છાવણીમાં છુટા મૂકી દેવામાં આવશે.

× × ×

મોટરોમાં વપરાતા પેટ્રોલની વાસ દૂર કરી સુગંધિ પેટ્રોલ બનાવવાની શોધ થઇ છે.

× × ×

અમેરીકાનો પ્રેસીડન્ટ રૂઝવેલ્ટને દરરોજ દુનીઆની જુદી જુદી દીશામાંથી ૧૬,૦૦૦ પત્રો મળે છે.

× × ×

હંગેરીમાં એક વિજ્ઞાનીકે અજબ જેવા યંત્રની શોધ કીધી છે. જેના કીરણો કોઇ પણ વસ્તુ ઉપર નાખવાથી તે વસ્તુ અદ્રષ્ય થઇ જાય છે.

× × ×

હિંદમાં પોણા ચાર કરોડ માણસો પાસે રોજનું રોજ કમાઇ ખાવા ઉપરાંત કશી પુંજી નથી. આ ઉપરાંત છ કરોડ માણસોને દેવું છે.

× × ×

એક દાકતરનું કહેવું છે કે જે માણસે ઓછા નશાવાળો દારૂ અથવા કોઇ પણ આલકોહોલીક પીણું પીધું હોય, તે માણસ મોટર ચલાવવાને નાલાયક છે.

* * *

જર્મનીની સ્ત્રીઓ પોતાના બાળકોને ધવરાવ્યાં પછી પોતાનું દુધ જરમન સરકારને વહેંચે છે અને સરકાર તે દુધ જે સ્ત્રીઓને ધાવણ ન આવતું હોય તેને ડબલ ભાવે વેચે છે.

ગામડાઓમાં આ દુધ વિમાન મારફત પુરૂં પડાય છે.

---

દેખ બિચારી બકરીનો પણ
કોઇ ન જાતા પકડે કાન....................
કેમ મી ઇશ્વરલાલ

# મતલબી દુનીયા

માં આવ્યા કે ઉપલું કાવ્ય ભૂલી ગયા? શું
કામ મીસ ખાતુનને સતાવો છો?

Registered No. B. 3386

રણજીતનું
ગજબનાક
સ્ટંટ પીકચર

# ચાલાક ચોર

મુખ્ય કામઃ—રાજા સેન્ડો અને પદ્માદેવી

## વેસ્ટ એન્ડ ટૉકીઝ

Edited, Printed and Published by CHATURBHUJ ANANDJI DOSHI for Ranjit Movitone Dadar at Moj-Majah Printing Press, Khatau Building, Girgaum BOMBAY 4.